# ભગતનો ભવાડો.

—०*०—

રચનાર દીનાનાથ મગનલાલ ઠેકા
ણુ અમદાવાદમાં સાંકડી શેરી
માં લાખાપટેલની પોળમાં દેવની
શેરીમાં ઘર નંબર ૯.

છપાવી પ્રસીદ્ધ કરનાર દીનાનાથ
મગનલાલ.



અમદાવાદ

—०*०—

ખાડીઆમાં સાહોદરાના માહાદેવની પાસે
પોતાના પ્રજામત પ્રેસમાં શા. ચુનીલાલ
હરીવલભદાસે છાપી પ્રસીદ્ધ કરી.

સને ૧૮૮૮ સંવત ૧૯૪૪

કીમત રૂ. ૦–૧–૬

# રચનારની વીનંતી સાથે સુચના.

—०*०—

સરવે સદ્ ગ્રહસ્થોને તથા તેમની સ્ત્રી છોડીઓને વિનંતી ઘણીજ આજીજીથી કરવામાં આવેછે કે આ "ભગત ભવાડો"નામના નાટકમાં આખરે ભગત અને કુભારજ્યાનુ મૃત્યુ છે. નામે ભગત કેહેવાય અને પેટ માં દગો રાખી પારકી સ્ત્રી છોડીઓની સાથે ખટકામ કરે છે. પણ જે સમજુ છે તે દુર ખસી જઈ નીતીથી ચાલે છે. માટે મારી વાહાલી બેહેનો ને ભાઈઓ આ-વા દુષ્ટ દુરાચારી ભગતથી વેગળા રેહેવુ અને વાતો ને રાગોટાથી કાંઈ પરમેશ્વર મળતા નથી એ નકી કરી માનવુ. ને જો એકાંત વાસમાં શુધ્ય મનથી ઈશ્વર ભકતી કરશો તો કલ્યાણ થશે. આ લઘુ પુસ્તક મેં પ્રથ-મજ મારી અલ્પ મતી પ્રમાણે બનાવેલુ છે તો તેમાં સુજ્ઞ અને વિદ્વાન ગ્રહસ્થોને ભુલચુક માલમ પડશે તો તેને સારૂ હું બનાવનાર ઘણીજ નમ્રતા પુર્વક માફી માગી લઉંચ્છું.

લી. સેવક

**દીનાનાથ મગનલાલ વ્યાશ.**

# પાત્ર જનોનાં નામ.

—०*०—

ભગત—એક રાજ્યનગરનો દુષ્ટ ઠગારો માણસ.
વીદુષક—મશકરો ખરૂ બોલનાર.
ભલીબાઈ—કુભારજ્યાની પાડોશણ.
કપટીશા—મશકરીદાસનો દોસ્તદાર.
છેલછબીલો—મશકરીદાસનો દોસ્તદાર.
અડવાસા—ભગતની જુની રેહણુનો માણસ.
કુભારજ્યા—અડવાસાની વહુ ( સ્ત્રી )
કરકશા—અડવાસાની મા.
ચંદ્રકુમારી—એક નીરાકપટી ભલીબાઈની પાડોશણની દીકરી.
કપુરચંદ—કાપડ વેચનાર વાણીઓ.
દીપચંદ—તેનો વાણોતર.
તીખાભાઈ—કુભારજ્યાનો બાપ.
લુખખાં, જમાલખાં, ફતેખાં } પોલીસના આદમી.
ફોજદાર—રાજ્યનગરનો.
ન્યાયાધીશ—ન્યાય કરનાર.
જેલર—જેલનો ઉપરી. ( કેદખાનાનો )
દાકતર—કેદીઓને દવા આપનાર.
કરશન—ભગતની સોબતનો કેદી.

# ભગતનો ભવાડો.

સ્થળ ભગતનું ઘેરથી દુકાને આવવું ને એક માણસને પુછવું.

એક માણસ—ભગત કેમ કંઇ જણાતા નથી?

ભગત—શું કરીએ ભાઈ! આ દીવાળી ટાંકણું ગયુછે માટે હીસાબની ગડબડમાંજતો.

વિદુષક—ગરબડતો ખરીજતો, લોકોની મા છોકરીઓને ભજન ભણાવામાં?

ભગત—બેશ બેશ લુચ્ચા આ માથે પીછાં ને છુંછાં ઘાલી આવ્યો છે સાળો, ખબરદાર જો મને કોઈ દીવશ આવું કહીશ તો મારી નાંખીશ.

વિદુષક—ભાઈ જોયું ખરા બોલી માએ માર્યું, ભઈને રીસ ચડી, મારે શું ફોડ તારૂ માથુ ને કાહાડ માંહીથી રાતું. હુંતો આ ચાલ્યો. (જાય છે]

સ્થળ ભગતની દુકાન.

[ભગતે આવી દુકાન ઉઘાડી દેવતા લેવા જાય છે. ત્યાં બનેલો બનાવ.)

ભગત—ચંદ્રકુમારી બેહેન દેવતા આપશો કે?

ચંદ્રકુમારી—હા ભાઇ લઇજાઓને?

ભગત—ચંદ્રકુમારી કેમ કંઇ બોલતાં નથી?

ચંદ્રકુમારી—કેમ ભાઇ બોલીએજ છીએતો કંઇ બોબડાં નથી.

ભગત—[ ધુંઆમાં હાથ ઘાલી બોરનો મુઠો ભરી) આહા લો લો મને સાંભર્યું, થોડાંક કાલે બોર લાવ્યો હતો તે લો ખાઓ, એની વાનગી જુઓ. એમ કહી ચંદ્રકુમારીને આપે છે ને ચંદ્રકુમારી પોતાના ખોળણમાં લે છે.]

ભગત—(પોતાના દુષ્ટ વિચારથી) કેમ બેહેન બાહાર આવોછો?

ચંદ્રકુમારી—હા હમણાં આવું છું.

સ્થળ ભગતની દુકાન ને કુભારજયા.

કુભારજયા—ભગત કાલે મને આવવાનો જુઠો વાયદો દઇ ચાલ્યા ગયા? આવી પ્રીત રાખશો કે?

ભગત—વ્હાલી તારી ને મારી દોસ્તી થઇ છે તે કેમ કાઢી ઉપાડ્યે તોડું? ( વિદુષક આવે છે ]

વિદુષક—ખરી વાત બેહેન! ભગતની સાથે દોસ્તી કરી તેથી તુતો તરી ચુકી, ને તારો તો ઉધ્ધાર થયો.

કુભારજયા—મેર મુવા નખોદીયા તું પાછો અહીં આગળ આવ્યો કે? જેમ નળ પછવાડે કળી.

વિદુષક—સાચી વાત ભાઈ મારે આવેથી તમારી બન્નેની ભકતીમાં ખામી લાગતી હશે? આ ચાલ્યો મારીજ તમને મોટી આડી ખીલી છે. ( જાય છે ]

ભગત—પ્યારી આજે બપોરે તારા હીજડા ધણીના ગયા પછી હું તને તારા ઘરમાં ઇસારો કરી જાણું એટલે તારે તુરત મારા ઠરાવેલા મકાનમાં આવવું.

કુભારજયા—ઘણી ખુશીથી આ પાપ [ છોડીને ) ને ઊં ઘાડીને આવીશ.

સ્થળ ભગતની દુકાન અને ભગત.

(ભગત લોકોને સારૂ લગાડવા વઇરાગનાં ભજન ગાય છે, પછી વિચાર કરે છે. મનમાં—અરે પરમેશ્વર આ અડવાસા તો ભડવા જેવો છે ને એની મા કરકશા બડી પક્કી છે એટલે કંઈ ફાવતુ નથી. પણ આ ઇશ્વર એ કયારે મરે એટલે આપડે ને કુભારજ્યાને દોસ્તી છે તેથી બન્ને જણુ એનુ ધન માલ લઈને નાશી જઇએ. ( વિચાર કરે છે એટલામાં અડવાસાનુ આવવું થાય છે. ]

ભગત—આવો અડવાસા ખુજીમાંતો ખરા?

અડવાસા—તમ દીઠે વિશેશ.

ભગત—કંઈ મેહેરબાની ઉતારી નાખી જણાય છે.

અડવાસા—અમારી મેહેરબાની શા કામની તમારા જેવા ભગતની જોઈએ.

વિદુષક—પવીત્ર ભગતની મેહેરબાની હોય તો દુઃખરૂપી સંસાર તરાય.( કહી નાશી જાય છે.]

અડવાસાજાય છે. ભગત—કેમ અડવાસા ચાલ્યા સુકો ભુકો પીઆને?

અડવાસા—ના ભાઈ મારે તો દુકાનનો વખત થઇ જાય છે. (એમ કહી જાય છે. )

ભગત મનમાં—નીકાલ થયો કે પાપ ગયું. હવે સાંજરે આવશે ત્યાં સુધી મારે ને કુભારજાને ગમત પડશે. [ એમ કહી કુભારજાના ઘરમાં જાય છે. ]

ભગત—કેમ કરકશા ડોશી હવે શી ખબર છે?

કરકશા—છે એમને એમજ તો ભાઈ.

ભગત—કંઈ ઓસડવેસડ સારા વૈદનુ કરો એટલે ઝટ ફેર પડે. (એમ કહી કુભારજા પાસે જાય છે ને તેની છોડીને તેડીને કેહે છે.

ભગત—કેમ છે બેન લાડુ ખાશો ? બરફી ખાશો? (એમ કહી કુભારજાને આંખનો ઈસારો કરી જાય છે.)

કરકશા—કેમ ભાઇ ચાલ્યા?

ભગત—શું કરીએ ભુખ લાગી છે માટે હવે ઘેર ખાવા જઇએ કે નહી?

વિદુષક—ઝેર ખાવા જાઓ ભાઈ, હમણાં તો દુધની શેર લાગે છે પણ આખરે ઝેર સમજી મુકજો. (નાશી જાયછે

સ્થળ ભગતનુ ઠરાવેલુ મકાન.

( ભગત અને કુભારજા ભગતાણી. )

ભગત—પ્યારો તમે જરા બેસો હું બજારમાંથી થોડી બ રફી લઇઆવું.

કભારજા—જલદીથી આવજે.

ભગત—જાય છે. [ રસ્તામાં ભગત અને તેનો દોસ્તદાર.)

દોસ્તદાર—ભગત કેમ કંઇ આજ બરફી લેવા માંડી છે?

ભગત—શું કરીએ ભાઈ ઠાકોરજીને ધરાવવા સારૂ જોઇએને?

વિદુષક—ઠાકોરને કે ભઈ ઠકરાણીને ?

ભગત—ઠકરાંણી કેઈ તારી મા છે ?

વિદુષક—( પારકી સ્ત્રી મા બેન સમજીને કેહેછે ) મારી મા એટલે તમારી રાખેલી વહુ

ભગત—એક દીવશ મે તને ના કહી હતી કે મારી વાતમાં તારે કદાપી બોલવુ નહી ને ફરી પાછો બોલ્યો તારતો મોતજ આવ્યું છે.

વિદુષક—ઠીક ત્યારે ઠાકોર સારૂ લઇ જાઓછો તો હું પણ મંદીરમાં દરશાન કરવા આવુંછું મને થોડોક પર સાદ આપજો.

ભગત—ચાલ ( મોહોડુ ચહડાવી લઈ જાય છે. ]

સ્થળ વિદુષક અને મંદીરનો મેડો.

વિદુષક—જો પેલી કુભારજા બેઠી છે તે અહીઆં કેમ આવી છે?

ભગત—(નીરાશ થઇને ] બેશ બેશ ગધાડા કંઇ ઓસડ લેવા આવો હશે.

વિદુષક—તમે ભજન ને ઓસડ બન્ને કરો છો કે?

ભગત—હા ભાઈ બન્ને કરીએ છીએ.

વિદુષક—મારી વહુનુ ઓસડ કરશો કે?

ભગત—શું થયુ છે.

વિદુષક—તાવ આવે છે.

ભગત—( વિચારીને કહેછે આપડાતો ઢોંગછે માટે ના કહાને ) તેની દવાતો નથી કરતા.

વિદુષક—એમ કહોને કે તે રૂપાળી નથી.

સ્થળ મેડો ભગત અને કુભારજા.

કુભારજા—એ મુવો આવ્યો હતો તે પોળપારામાં મારી ફજેતી કરશે.

ભગત—(પેલીને સારૂ લગાડવા કહેછે] વાત કરે તો જાનથી મારી નાખું.

કુભારજા—લો લો મને સાંભરયું, કાંઇ લાંચ આપી હોતતો બોલત નહી.

ભગત—હું કંઇ કાચો છું કયારના રૂ. ૨)આપવા માંડયા પણ લધા નહી, એમ કહી બરફીનો એક કોળીઓ દરેકના હાથમાં લેઇ સામા સામી મોમાં ઘાલી ખાય છે. વળી પોતાનું દુષ્ટ કાજ કરી તે મકાનના દરવાજે ઉભા રહે છે.

કુભારજા—આવુ સુખ તો પેલા ભડવાથી મળતુ નથી ( સ્વપ્નામાં ]

ભગત—મારે ઘેર પણ કાલુડીથી મળતુ નથી [ દરમીઆન વાત કરતાં ) કુભારજાબાઈની પાડોશણ ગામથી એ રસ્તે એોચીંતી આવે છે.

ભલીબાઈ—કુભારજા અહીઆં કયાંથી ?

કુભારજા—( કાળાં કરમ કરેલાં તેથી શરમાઇને ) એમસ્તી આવી હતી.

સ્થળ ભલીબાઇ ને કરકશા બાઈ તેના ઘરમાં.

ભલીબાઇ—કરકશાબાઈ આજ તમારા અડવાસાની વહુ ભગતને મંદીર કેમ ગયાં હતાં ?

કરકશા—ના ભઇ હુંતો કાંઈ જાણુતીએ નથી, મંદી

ર શું, વાત શી, અંહીથી તો એમ કહીને ગઈ છે કે હું તો મારા બાપને ઘેર જાઉં છું.

વિદુષક—હા મા એતો બાપનું ઘરજ કેહેવાય તો! એચ કહે છે એટલામાં પાડોશી આડોશીના જાણી આવવાથી ફજેતી થાય છે તેટલામાં ભગત દુકાને આવે છે.

કરકશા—મેર મારા રોયા! તારી બોનના માંટી તું મારા અડવાની વહુને લઈ કયાં ગયો હતો.

ભગત—એ શું, હું શું, હું તો હમણાંજ ઘરથી ચા લ્યો આવું છું.

વીદુષક—કેમ ભગત! પેલો બરફી મને ના આપી ને તમે બન્નેએ ખાધી તેનુ આ ભગત ભોપાળુ હો?

ભગત—( ખાસડાં મારી ) મેર સાળા લુચ્ચા બરફી શેની, જુઠી જુઠી વાતો કરે છે.

કરકશા—મારો અડવો પણ મુઓ ભઠવા જેવો છે તેથી મારૂ ઘર ગધાડે ચઢયું. એનામાં અકલ હોત તો આ વખત આવત નહી ને રાંડ પણ ફાટત નહી. પેલે વીદુશકીએ ખરેખરૂ કહી દીધુ એટલે એના ઉપર કેટલાં ખાસડાં મારયાં.

## સાસુ વહુને શીખામણ આપે છે.

### લાવણી.

—o✻o—

સુણ સાસુજી કહે રહો વહુજી ઢંગે,
આવડો શો માંડયો ફંદ શોખીલા સંગે;
શોખીલા શેરીએ આવે વહુજી તમ માટે,

તમે તને કાજેરે જાઓ નદીને ઘાટે.
આવા ફંદમાં પડી બગડશો તેમાં નહી સારૂ,
લોકો જાણશે તે બધો વાત થાય નઠારૂ;
હું પુછુ ત્યારે કહોછો દળવાને ગઇતી,
પણ પેલી ઓરડીમાં કેમ એકલી બેશી રહીતી.
એમાં નથી કાંઇ સાર બળે અવતાર તમારો,
મારો છોકરો કેટલું કહે તે વિચારો;
એમાં સગાં વાહાલાંમાં આબરૂ જાય તમારી,
પાડા પડોશમાં દેખાય ખોટુ લો ઉરધારી.
કોઇ મળશે તમને હુંશિઆર નાંખે ફાંસામાં
જળ ભરવા એકલડાં હવે પછી જાશોમાં;
તમે બાળો તમ અવતાર મા બાપને લજવ્યાં,
છેવટ અંત્રે આવી સાસરીઆંને પજવ્યાં.
હવે તમારૂ અંતર કંઇ ખોલીને જાગો,
[પ્રભુ] દીનાનાથની પાસે ક્ષમા અરજીથી માગો.
સ્થળ કુભારજા અને અડવાસાને સુવાનુ ઠેકાણુ
અડવાસા—જા જા રાંડ તને કરતાં આવડયુ નહી, હા વું ઉઘાડુ કરાતુ હશે કે?
કુભારજા—મારો કાંઈ વાંક નથી. પેલો મુઓ વિદુષકી આ જોઈ ગયો હતો તેણે તો ના કહયું પણ પેલી રાંડ ભલી બાઈએ કહ્યું.
અડવાસા—જા વળી કરજે. કરવાને સારૂ મારી તો ના નથી પણ જોઈ વિચારીને કરવું, આપડે આપડો ગોળ છાનો માનો ચોરી ખાવો એ વાતની મારી ના નથી.
સ્થળ ચંદ્રકુમારીના ઘરમાં ભગત અને ચંદ્રકુમારી.
ભગત—( બધાંના દેખતાં ) કેમ બેહેન કાંઇ કામકાજ કાહાડતાં નથી ? [પછી એકાંતે બોલાવી પોતાની

દુષ્ટ મુરાદ હાંસલ કરવાનો વિચાર જણાવે છે.)

ચંદ્રકુમારી—જુઓ ભાઇ તમે મોટા છો એટલે તમને ભાઇ અથવા બાપ કહુ તો ચાલે, તમને આવું કહેવું ઘટે નહી અને મારો ભાઇ કપટીશા છે તે તમારો દોસ્તદાર માટે તમે મને આમ કહો તે સારૂ નહી.

ભગત—એહ! એમાં શું તારા ભાઇ કપટીશાની મેં દોસ્તી કરી છે તે ફકત તારી મોબત સારૂ કરીછે માટે અડચણ નહી.

ચંદ્રકુમારી—એતો વાત ખરી પણ શાસ્ત્રનો મત પુછો અને આંખો ઉઘાડીને જુવો તો તે બદલ કેટલુ પાપ લખ્યુ છે.

ભગત—કેમ મને નિરાશ કરીને છેવટે આવોજ જવાબ દીધો કે?

વિદુષક—સાત વાર.

ભગત—અરે દુષ્ટ પાછો તું મારે કરમે આગળને આગળ આવ્યો કે?

વિદુષક—લે ભાઇ જોવાનુ હતુ તે જોઇ ગયો હવે આ ચાલ્યો. [ જાય છે )

સ્થળ એકાંત વાસ. ચંદ્રકુમારી ને વિદુષક.

(વિદુષકને ચંદ્રકુમારીને ભગતની વાત કહેલી જણાઇ આવી તેથી)

વિદુષક—બેન ચંદ્રકુમારી તમે આ સારૂ કામ કરવા માંડયું છે.

ચંદ્રકુમારી—શું ભાઈ? હું તો જાણુતીએ નથી.

વિદુષક—જાણુતી નથી કે ભગત શું કેહેતા હતા?

ચંદ્રકુમારી—હા ભાઇ હા હવે હું સમજી. મને વાત યાદ આવી તેથી તમને સાચે સાચી વાત ભગતે મ

ને કહેલી તે ઇશ્વર માથે રાખીને કહુ છુ તે સાંભ ળો. એક વખતે હું મારા ઘરમાં કામ કરતી હતી અને ભગત આવ્યા તેણે મને એકાતે બોલાવી પોતાની દુષ્ટ મુરાદ હાંસલ કરવાને કહયું પણ હું સમજી ગઈ ( મારો દહાડો ઘેર તેથા )કે, મારા બાપ કોણ અને તેમના જાણવામાં આવે તો આબરૂ જાય. બીજુ પરમેશ્વરના ચોરી. તેમ સમજી ના કહી. અને વળી આ વાત તમારા જેવા સુ રસ્તે ચડાવનાર ભાઇઓની તથા ઇષ્ટ દેવની કૃપાથી બચી છું. તે બદલ ભાઇઓ હું તમારી ઘણીજ આભારી છું તેનો બદલો વાળવા મારી શકતી નથી તો પણ આ કરેલા ઉપકારને માટે તમારો સદાની દાસ થઇ રહીશ. લો વચન.

વિદુષક—એમાં આભર માનવાનું કાંઇ કારણ નથી; જો કે મારો મિત્ર જે કપટીશા છે તે તારો ભાઇ છે તેથી તને મારી બેન ગણુ તોપણ ચાલે. પણ જો બેહેન આપડે આબરૂદાર મા બાપનાં છોકરાં જો એવાં દુષ્ટ કર્મમાં ફસાઇએ તો તેમાં આપડી તથા આપડાં મા બાપની આબરૂ જાય અને જીવની હાની થાય માટે બેહેન વિચારીને ચાલવું. અને એવા દુષ્ટ દુરીજન ભગતથી વેગળાં રેહેવું.

ચંદ્રકુમારી—ઠીક ભાઈ હવે હું પુરી સમજી, કદી આજ પછી દુષ્ટ મારગે ના ચઢતાં સદા ઇશ્વર ભકતીની સાથે પતી ભકિતમાં પણ રહીશ.

વિદુષક—જો તું આવા સારા રસ્તા ઉપર ચડે ને નીતીથી વરતે તેને માટે આ લઘુ પોથી લખી છે તેની બીના તારી ધ્યાનમાં આવીજ હશે. ને હું જા

ણવું કે તારામાં કોપટ વીચાર તો છેજ નહી પણ કહેવત છે કે સોગત તેવી અસર થઇ છે એમાં તારો વાંક કંઈ જાણાતો નથી એ નઠારી સોબતનો વાંક. પણ બેહેન મારો છેલ્લો અક્ષર એજ છે જે સારે મારગે નીતીથી ચાલવું, દુષ્ટ ઠગારાઓથી વેગળાં રેહવું, મંતર જંતર માનવા નહીં, સરવેને પોતાના પતી શીવાયનાને ભાઈ બાપ ગણો ચાલશો તો આ લોકમાં તમારી તથા તમારાં મા બાપની આબરૂ કાઢશો ને અંતે ઇશ્વર પદને પામશો એજ મારો છેલ્લો શીખામણ છે.

ચંદ્રકુમારી—આવા તમારા જેવા સુ વિચારના ભાઈઓ મને મળવા પરમ કૃપાળુ પરમેશ્વરની પાસે પ્રારથના કરોશ. ને એકાંત વાસમાં ઈશ્વર ભકતી કરીશ એટલે સંસારી ઝેરી પવનના ઝપાટાથી બચવા અડચણ રેહેશે નહીં. તથાસ્તુ.

સ્થળ ભગત અને કુભારજાનો ચઉટાનો રસ્તો.

ભગત—કેમ પ્યારી તને શું લુગડું અપાવું?

કુભારજા—મને કુલવાડીનુ ગવન તથા કાંચળીઓ સારૂ ચીનાઈ સાટીન અપાવો.

ભગત—ઠીક ત્યારે તમે મુબઈ બેંકની પાસે ડેહેલુ છે ત્યાં આગળ બેસો હું લઇઆવુંછું. [ જાયછે.]

સ્થળ કાપડીઆની દુકાન ને ભગત.

કપુરચંદ—શું લેવુ છે ભાઈ?

ભગત—મારો બાયડીને સારૂ કાંઇ લુગડાં લેવાં છે.

કપુરચંદ—શું મંગાવુ બોલો?

ભગત—કુલવાડીનુ ગવન તથા કાંચળીઓ સારૂ ચીનાઇ સાટીન ઊંચી.

કપુરચંદ—( ગુમાસ્તાને ) દીપચંદ પેલાં ગવન ને સાટીન લાવ.

દીપચંદ—ઠીક લો [ લાવીઆપે છે. )

ભગત—ગવનની શી કીમત છે ને સાટીન કેમ વાર આપો ?

પપુરચંદ—ગવનના સવા બે રૂપીઆ ને સાટીન સવા ત્રણ રૂપીએ વાર આપી. એટલામાં કુભારજાનો બાપ આવે છે ને પુછે છે.

તીખ.ભાઈ—ભગત શું લીધુ વારૂ ?

ભગત—ભાઇ મારી ઘરની સ્ત્રીને સારૂ લુગડુ તથા થેડી સાટીન લીધો.

તીખાભાઇ—તમારી વહુને સારૂ લીધાં કે ?

ભગત—હા ભાઈ શું કરીએ સંસારમાં રહયા એટલે ફસાયા.

તીખભાઈ—તમે સંસારમાં રેહેવા માગતા નથી ?

ભગત—બળયો આ દુઃખરૂપી સંસારમાં અનેક પ્રકારની પીડા એમાં શું ફાયદો. આપડે તો પ્રભુપદને મેળવવા ઇચ્છીએ છીએ. ( વિદુષક આવે છે. ]

વિદુષક—કેમ ભગત પ્રભુ પદને કે કુભારજા પદને માગો છો ?

ભગત—આ સાળો મરીએ ના ગયો લોકોને ખરૂ ખોટુ સમજાવુંછુ તેમાં વચે ખરી ટાપશી પુરે છે ને વળી મારો મોજ મઝામાં અંબોરણું ( ખોયણુ ) કરે છે. જ્યાં જોઈએ ત્યાં તઇઆર.

વિદુષક—ભાઇ શું કરીએ સંતનો જોડે મારા જેવા સંત હોય તો તમારા જેવા ઠગ સંતને પકડી પાડે તેથી તમારા ભલા સારૂ તમારી કેડે ફરૂછું પણ તમારે તો પથ્થર ઉપર પાણી.

ભગત—ઠીક ભાઇ પણ લે આ વીસ રૂપીઆ ને આ વાત કેઈ। કહીશ નહીં નીકર ખરાબી થશે.

વીદુષક—ના ભાઈ! એમાં તો હું ઇશ્વરનો ગુનેગાર થાઉં મારે એવી હરામની લાંચ જોઇતી નથી.

ભગત—એમાં લાંચ શેની? આતો દોસ્તી ખાતર આપુ છુ.

વિદુષક—હું તમારા જેવા પાપી ભગતની દોસ્તી કરવા માગતો નથી અને ઈશ્વર પાસે માગુ છુ કે આ પરી બ્રહ્મ નારાયણ આવા અઘોર પાપી ભગતથી દુર ખસેડો કે જેથી મારો તથા મારા કુટુંબનો ઉદ્ધાર થાય. ( જાય છે. )

સ્થળ મુંબઇ બેંકનુ જોડેનુ ડેલુ.

(ભગત કુમારજી અને પાછળથી કુમારજીના બાપ. ]

કુમારજી—બહુ વાર થઈ ગઈ.

ભગત—શું કરૂ પેલો તારો બાપ તીખાભાઇ મળ્યો તેણે પુછ્યું શું લોછો એટલે મેં કહ્યુ મારી બાયડીને સારૂ લુગડાં લઊંછુ. દરમીઆન પેલો વીદુષકીયો જ્યારે ત્યારે આપડી મોજ મઝામાં હરકત કરે છે તે મળ્યો તેને સમજાવીને કાહાડ્યો.

કુમારજી—મારા બાપે મારા આવ્યાની વાત જાણીતો નથી?

ભગત—જાણવા દઈએ તો અમને બગભગત ઠગભગત કહે કોણ?

કુમારજી—વાહ પ્યારા! તમે ભગત આ નામનો ગુણ રાખી મારા બાપના આગળ ઠીક ઈસ્તાદી ચલાવો છો. સાબાસ છે દોસ્તી તમારીજ કરવા પેલે ભવ ઇશ્વર પાસે માગી લઇશ.

(એટલામાં ભગત કુભારજાને લુગડાં આપે છે તે કભારજા લે છે દરમ્યાન તેનો બાપ આઘેથી આપતાં જોઇ પુછે છે.]

તોખાભાઈ—ભગતભાઇ મારે મોડે શું બોલતા હતા ને લુગડાં તો મારી છોડીને આપ્યાં, ધિક્કાર છે તારા ભગત નામને. [એમ કહી છોડીને બે ખાસડાં મારી ઘર તરફ વિદાય કરે છે અને ભગતને સારૂ પોલીસમાં સંભળાવે છે. ]

સ્થળ પોલીસની ગેટ.

[લુબખાં, જમાલખાં, ફતેખાં વિગરે શીપાઈ. તથા ભગત.)

લુબખાં—વાહ ! ભગત તેરે જેસા ભગત તો મેને મેરા ઉમરભરમાં બી નહી દેખા. કોઈકી બેણુ બેટી નાહી દેખી. સાલે અમારા મુકામમાં રેહેતા હોય તો ફીરબી એસા કરે સો ધીક્કાંર કે પાત્ર હોયગા.

જમાલખાં—ફતેખાં એક દફે સાલેકુ મારો ફીર ઉસકા જનમ તક એસી બુરી દાનત ભુલ જાયગા. [બધા શીપાઇઓ મારે છે ને મરણ તોલ કરી નાંખેછે.]

ભગત—ભાઈ મને મારશો નહી. મને બહુ વાગ્યુ છે હું કદી ફરીથી આવુ દુષ્ટ કામ નહી કરૂ. જો આ કામમાંથી છુટીશ તો તમને રૂ. ૨૦૦ આપીશ અને ના છુટુ તો હાલમાં આ મારા હાથમાં રૂ.૨૦ ની વીંટી છે તે લો. મને ના મારો તે બદલ બક્ષીસ આપુછુ.

જમાદાર વીગરે વિચાર કરી કહે છે—સાલે મેરે હાથમે દે મે સબકુ બેંહેચકે દઊંગા. ( વીંટી લઇ બાજા સીપાઇઓને રૂપીઆ જમાદાર વેંહેચી આપેછે.]

સ્થળ ફોજદારની કચેરી.

( ફોજદાર, કારકુન, જમાદાર, સીપાઇ વિગરે. ]

ફોજદાર—સીપાઇ આજ કોઈ ફરીઆદી આયાથા ?

સીપાઇ—હા સાહેબ આયા હૈ.

ફોજદાર—ઉસકું બોલાવ ?

સીપાઇ—બોહોત અચ્છા સાબ. [ શોપાઈ તીખાભાઇ ને બોલાવે છે ને ફોજદાર જુબાની લે છે. )

ફોજદાર—તીખાભાઈ બોલો જુઠુ બોલુ તો પરમેશ્વર પુછે.

તીખાભાઇ— જુઠુ બોલુ તો પરમેશ્વર પુછે.

ફોજદાર—તમારૂ નામ તથા તમારા બાપનુ નામ શું તથા તમારી ઉમર કેટલી ?

તીખાભાઇ—મારૂ નામ તીખાભાઈ, મારા બાપનુ નામ ઝાંઝીભાઈ, મારી ઉમર આશરે વરસ પર ની છે, ધરમે હિંદુ વાણીઆ છીએ, ઠેકાણુ મારૂ શ્રી રાજ્ય નગરમાં છે.

ફોજદાર—ભાઈ તારી અરજી શી છે તે બોલી જા.

તીખાભા—જુઓ સાહેબ, હું કાલે બપોરના સુમારે બાર વાગતાં ચઊટામાં ગયો હતો ત્યાં આગળ ભગત મારી છોડી લઇને આવેલો હતો ને છોડીને તેણે સમજાવી મુંબાઇ બેંક પાસે ડેલુ છે તે ડેહેલામાં બેસારી હતી. તે મે પાછળથી ભગતને ને એને જોયાં, કારણ કે ભગત તેનેજ સારૂ લુગડાં લેવા આવ્યો હતો. મે ભગતને પુછ્યુ કે ભાઇ લુગડાં કોને સારૂ લોછો ત્યારે ભગતે જવાબ આપ્યો કે મારી આને સારૂ લઊછું પણ એ લુગડાં લઈ ગયા પછી કાંઈ કામ સારૂ હું ડેહેલામાં ગયો હતો ત્યાં આગળ ભગતને મારી છોડીના હાથમાં લુગડાં આપતાં

જોયા ત્યારે તેણુ ( છોડીએ ] તે લુગડાં છુપાવ્ય પણ હું તે સરવે દેખતો હતો. પછી મે મારી છોડીને મારી વીદાય કીધી. અને ભગતને પકડવા ગેટ ઉપર ફરીઆદ કીધી એટલે એને પકડી લઇ ગયા અને આજે હું ફરીઆદ કરવા આવ્યો છું. માટે એને સખત શીક્ષા કરશો કે જેથી આવી સ્ત્રીઓની લાજ ન લુંટાતાં લોકોની મા છોકરીઓની આબરૂ રહે અને હવે પછી આવુ કામ કરે નહી.

[ફરીઆદીની જુબાની લઇ કામ કમીટ કર્યું.]

શેહેરના ન્યાયાધીશ તરફ મોકલે છે.

મેહેરબાન રાજ્યનગરના ઇનસાફી ન્યાયાધીશ સાહેબની હજુરમાં.

શેહેર ફોજદારનો રીપોર્ટ જે આ કામમાં ફરીઆદી ગરીબ માણસ છે પણ આબરૂદાર છે ને આરોપી ખડો લુચ્ચો, પાપીષ્ટ, ધર્મ હીન અને નીરલજ છે માટે એને સખત શીક્ષા કરવાનો મારો અભીપ્રાય છે કારણ કે આયંદ ફરીથી કોઇ પણ માણસ આવુ દુષ્ટ કામ કરવા હીંમત ધરશે નહી.

ફોજદાર. આનંદીલાલ માહાસુખરામ.

સ્થળ ન્યાયાધીસની કચેરી.

(ફરીઆદી તથા તેના સાક્ષીઓની જુબાની.)

ન્યાયાધીશની રૂબરૂ ફરીઆદીની જુબાની.

ન્યાયાધીશ—ફરીઆદી બોલો જુઠુ બોલુ તો પરમેશ્વર પુછે.

તીખાભાઇ—મારૂ નામ તીખાભાઇ, મારા બાપનુ નામ ઝાંઝીભાઇ છે મારી ઉમર આશરે વરસ પર નીછે, મારો ધંધો સરાફીનો છે મારો ધરમ વઇશ્નવ હિંદુ

નો છે. પુછવાથી લખાવુછુ કે.

સ૦—તમે સદરહુ ભગત આરોપીને ઓળખો છો ?

જ૦—હા સદરહુ ભગત જ્યાં દુકાન માંડે છે તેના પાડોશમાં રહે છે. એટલે મારી છોડીને હું તેડવા ઘણીવાર જતો તેથી ઓળખુ છું.

સ૦—સદરહુ ભગત અને કુભારજાની દોસ્તી કેટલા દીવશથી છે ને તે દોસ્તી કેવી રીતે થઈ તે તમે જાણો છો ?

જ૦—હા સદરહુ ભગત અને મારી કુભારજ્યા છોડી બન્ને જણાં ચઉટામાં ગએલાં ને મે તેને લુગડાં આપતાં જોયો અને તેને લેતાં જોઈ તે ઉપરથી મને ખાત્રી થઈ કે દોસ્તી છે પણ કેટલા દીવશથી છે તેની મને ખબર નથી.

સ૦—સદરહુ મુદ્દાના માલમાં જે લુગડાં છે તે તમે તેને લેતાં જોએલો ? અને જોએલો તો તમે એને પુછેલુ કે લુગડાં કોને સારૂ લોછો. ને પુછેલુ ત્યારે તેણે તમને કંઈ જવાબ આપેલો ને આપેલો તો શો?

જ૦—ઉપર બતાવેલા ભગત આરોપીને મે ચઉટામાં દીવશના બાર વાગતાં કાપડીઆની દુકાને જોએલો ત્યારે મે એને પુછ્યુ કે ભાઈ કાપડ કોને સારૂ લો છો તેણે જવાબ આપ્યો કે મારી સ્ત્રીને સારૂ લઉછુ.

સ૦—ભગતે પોતાની વહુને સારૂ લુગડાં લઊંછુ આવુ કહ્યુ એ વાતના કોઈ સાક્ષી છે ?

જ૦—જે કાપડીઆને ત્યાંથી લુગડાં લીધેલાં તેને મોડે કહેલુ તે સાક્ષી છે ને તેનુ નામ કપુરચંદ દેવચંદ છે.

સ૦—સદરહુ ભગત આરોપોએ તમારી દીકરીને લુગ

દાં આપ્યાં તે તમે જોયાં ?

જ૦—હા હું તે ડેહેલામાં કાંઇ કામ સારૂ ગયો હતો તે બન્નેને જોયાં.

સ૦—તમારી છોડી કુભારજાને પુછતાં ખરેખરી હકીકત કોરટમાં લખાવશે એવો તમને ખાત્રી છે?

જ૦—હા એ છોકરી હવે સમજી ગઈ છે તેથી ખરેખર લખાવશે એવી મને ખાત્રી છે.

તીખાભાઈ ઝાંઝીભાઈ સહી.

ફરીઆદીના સાક્ષી કપુરચંદ દેવચંદની જુબાની.

ન્યાયાધીશ—કે હો જુઠું બોલુ તો પરમેશ્વર પુછે?

કપુરચંદ—મારૂ નામ કપુરચંદ છે, મારા બાપનુ નામ દેવચંદ છે, મારો ઉમર આશરે વરસ ૪૫ નો છે, મારો ધંધો લુગડાં વેચવાનો છે ને મારૂ ઠેકાણુ રાજયનગરમાં છે તે પુછવાથી લખાવુ છુ કે

સ૦—તમે સદરહુ ફરીઆદીને ઓળખોછો ?

જ૦—હા તે ઘણી વખત મારી દુકાને કાપડ લેવા આવતા અને તેમનુ નામુ પણ મારી દુકાને ચાલે છે.

સ૦—સદરહુ આરોપી ભગતને તમે ઓળખો છો ?

જ૦—ના સાહેબ કોઇ દીવસ એને જોયો નથી.

સ૦—સદરહુ ભગતને તમે પુછ્યુ હતુ કે કાપડ કોને સારૂ લો છો ?

જ૦—હા. ત્યારે તેણે કહયુ કે મારી સ્ત્રીને સારૂ લઊંછુ.

સ૦—તમારી દુકાને કોણ ઉભુ હતુ ?

જ૦—સદરહુ ફરીઆદી તીખાભાઈ ઉભા હતા.

સ૦—એ શીવાય બીજુ કંઇ તમે જાણોછો ?

જ૦—એ શીવાય બીજુ કાંઇ હું જાણતો નથી.

દેવચંદ કપુરચંદની સહી.

ફરીઆદીની દીકરી કુમારજીની જુબાની.

ન્યાયાધીશ—બોલ જુઠું બોલુ તો પરમેશ્વર પુછે ?

કુમારજી—મારૂ નામ કુમારજી છે, મારા બાપનુ નામ તીખાભાઈ છે, મારી ઉમર આશરે વરસ ૨૪ ૨૫ ના છે, મારો ધંધો ઘરકામનો, મારૂ ઠેકાણુ રાજ્યનગરમાં છે, મારો ધરમ હીંદુ વઈશ્નવનો છે.

સ૦—સદરહુ ભગતને તમે ઓળખો છો ?

જ૦—હા એ ભગતને હું સારી પેઠે ઓળખુ છું.

સ૦—એ ભગતને તમે શાથી ઓળખોછો ?

જ૦—સદરહુ ભગત મારા સાસરાના પાડોશમાં રેહેછે.

સ૦—એ ભગતનાં ને તમારી આશરે કેટલાં વરસથી દોસ્તી છે ?

જ૦—સુમારે ૩—૪ વરસથી દોસ્તી છે.

સ૦—દોસ્તી થવાનુ કારણ શું ?

જ૦તે મને ઘણીવાર આંખોના ઇસારા તથા ખુંખારા કરતો હતો.

સ૦—ભગતે તમને બદકામ કરવાનુ ફરમાવેલુ ?

જ૦—હા ફરમાવેલુ ને વળી મને એવુ પણ કહેલુ કે મારી ભગતની છાપ છે એટલે મને કોઈ લુચ્ચો કે હેનાર નથી, તેથી આપડે મોજ મઝા સારી પેઠે થશે.

સ૦—એ બાબત તમે એકે વખત ફજેત થએલાં ખરાં?

જ૦—હા એક ભલીબાઈ નામની મારી પાડોશણ આવતી હતી તેણે અમને બન્નેને જોયાં ને મને પુછયુ હતુ કે કેમ અહી આવી છે પણ અમે નીરલજ કામ કરેલુ તેથી શરમાઈ જવાબ પણ એને દીધો નહી. તેથી તેણે પોળમાં વાત કરી.

સ૦—તમને સદરહુ આરોપી ભગતે લુગડાં આપેલાં ખરાં?

જ૦—હા. ચોનાઇ અને ફુલત્વાદીનુ ગવન આપેલુ.
સ૦—ગવન અને ચીનાઇ આપતી વખતે કોઇ હતુ?
જ૦—હા મારા બાપે ભગતને ને મને લુગડાં આપતા વખતે જોયાં.
સ૦—જ્યારે તમને જોયાં ત્યારે કંઇ ઠપકો તમારા બાપે આપેલા કે નાહી?
જ૦—હા ઠપકો આપ્યા મને બે ચાર ખાસડાં મારી કાહાડી મુકી.
સ૦—સદરહુ ભગતને તમારા બાપે કાંઈ કરયું હતું? ને કરયું હતુ તો તેની તમને ખબર પડેલી?
જ૦—હા મારા ઘેર ગયા પછી મને માલમ પડ્યુ કે સદરહુ ભગતને મારા બાપ ગેટ ઉપર લેઇ જઈ પોલીસને સુંપાઆવ્યા છે એટલી ખબર પડેલી હતી.
સ૦—એ શીવાય બીજુ કંઈ તમારે કેહેવાનુ છે?
જ૦—ના સાહેબ યથાસ્થીત હકીકત જાહેર કરી છે.

કુભારજા તીખાભાઈ સહી.

આરોપીની જુબાનીની જરૂર નથી.

ઠરાવ ન્યાયાધીશનો.

હું નેક ન્યાયના તકત ઉપર બેશી પરમ કૃપાળુ પરમેશ્વરનો ડર રાખી ઠરાવ કરૂછુ કે આ કામમાં સદરહુ ભગતે વિસ્વાસઘાતનુ કામ કરેલુ છે કે પોતાના પડોશીને વિસ્વાસ આપી તેનો ઘાત કરયો. અને બીજુ કતજ્ઞ છીનાળુ આ બન્ને ગુના થએલા છે તેમાં પ્રથમના વિસ્વાસઘાતના તોહોમતને સારૂ પીનલ કોડની કલમ ૪૦૫ મુજબ તોહોમત સાબીત થવાથી સદરહુ ભગતને વરસ ત્રણ સુધી સખત મજુરી સાથે કેદ ભોગવવી અને કતજ્ઞ છીનાળાને સારૂ એક પાઇ દંડ કરવા

માં આવી છે. કારણ કે નામ મોટુ ને દરશન ખોટુ કહેવાય. ભગતને માંહેથી બગભગત નીકળ્યા. અને ભગત એવા માહા પવીત્ર નામને એબ લગાડી છે એવુ કહેતા હું બીલકુલ આંચકો ખાતો નથી ને તેથી એક પાઇનુ માણુસ તને કહીએ તો ચાલે.

બીજુ સદરહુ બાઈ કુમારજાએ પોતાના મા બાપ તથા જાતનુ નામ બોળ્યુ, ને કુળને એબ લગાડી છે માટે રોબાવોને જાનથી મારી નાખવી જોઇતી હતી પરંતુ લોકોની સ્ત્રી દીકરીઓને પ્રતક્ષ દેખાડવા, અને તેનો આ પેહેલો ગુન્હો છે માટે આજથી સરવે લોકોએ એને ઠગ ભગતાણી કહેવી અને સદરહુ ગુન્હો એને કબુલ કરેલો તેથી તેને હલકામાં હલકી શીક્ષા એજ કે તેને દરેક પોળમાં અને ચકલામાં પ્રથમ એનુ નાક કાન કાપી ચોટલો મુડાવી અવળે ગધેડે બેસાડી પાંચ સોટીઓ મારી કહેવરાવવુ કે જે જાર કરમ રમે તેની આ દશા.

ન્યાયાધીશની સહી.

સ્થળ કેદખાનું.

( ભગત પાછળથી જેલર અને શીપાઈ. )

ભગત—મનમાં વિચાર કરે છે કે, હે પરમેશ્વર મને મોત આપ્યું હોત તો ઠીક થાત.

જેલર—સીપાઇ આ ઠગ ભગતે ઘણાક માણસોને આ દુઃખ રૂપી સંસારમાંથી તારી અહીં બધી જેલ પવીત્ર કરવા આવ્યા છે માટે એમને દરરોજનુ પાંચમણુ દળણુ આપજો—વધારે નહી.

સીપાઇ—બોહોત અચ્છા. ( ભગતને દળણુ આપે છે.) દળીને ભગતના હાથ દુખો હાથે છાલાં પડ છે એ

ટથી સીપાઇ ભગતને મારે છે ને ભગત ચીસો પાડે છે ને કહે છે.

ભગત—ઓ પ્રભુ ! હવે મને મોત આપ હવે જીવી શું કરૂં ને આ દુનીઆમાં આ કાળું કરેલુ મો કેમ દેખાડું એમ કહી રૂવે છે.

રાત્રી પડી જવાના કારણથી ભગતને એક કેદીની ઓરડીમાં ભેગો સુઇ રહેવા મોકલે છે.

સ્થળ કેદીની ઓરડી.

[કાળી કરશન કેદી ને ભગત]

ભગત—અલ્યા કરશન ચલમ લાવ.

કરશન—પઇસો મે ખરચ્યો ને ચલમં તને શેની આપુ.

ભગત—કેમ નહી આપે કાલે પઇસા મારો સગો આ પવા આવવાનો છે તેમાંથી તને એક પઇસો આ પીશ.

કરશન—ભાઇ તારા જેવા ઠગ ભગતનો ઉધારો કરતા નથી.

ભગત—તારી કયારે મા છોકરીને ઠગી કે તું આવું કહે છે (એટલામાં કરશનને ગાળ દીધાથી રીસ ચડી તેથી ભગતના માથામાં નળીયું મારે છે તે થી લોહી નીકળે છે ને કરશન સુઇ જાય છે) કર શનના સુતા પછી ભગત શું કરે છે.

(ભગત કરશનને પોતાના ચોરણાનુ નાડુ કરશા નના ગળામાં ટુંપો દેવા નાખે છે. ટુંપો આવો જઇ કરશન મરી જાય છે) એટલે ભગતને ડર લાગવાથી કે હવે સરકાર મને ફાંશી દેશે તે ડરથી જેલ તોડી નાસવાનુ કરે છે પણ સંત્રીના નજરે પડવાથી બંધુક ના સંગીનનો કુંદો આણીવાળો મારે છે ને તે આણી ભેરી વાગેથી લોહી નીકળી રાત્રે પગમાં જીવડા પડે

છે ને બીજે દીવસે સંગ્રો જાહેર કરે છે તેથી દાકતર તથા જેલર બને જોવા આવે છે. પછી ભગતને સદરહુ કોટડીમાંથી બાહાર કાહાડે છે ત્યારે પગમાંથી જીવડા ખરે છે ને તેને ન્યાયાધીશને ઘેર ફરોથી મોકલે છે. ન્યાયાધીશ તેના ઊપર ખુનનુ તોહમત સાબીત કરી ફાંશીનો હુકમ કરે છે.

## ભગત આય છે.

શ્રી જગતપતીના રાહાની.

પ્રીય બેની વાલી જોઇ સ્થીતી આ અમારી,
આ પ્રમાણે કરશોતો થશો દુખીઆરી.
હું જાણું કે કોઇ નવ જાણે, જાણે સઘળુ ગામ
જાહેર જ્યારે જગમાં જાણું, ઠગ ભગતનુ નામ. પ્રીય.
બધા જગમાં હું કહેવાયો, ઠગ ભગત પ્રખ્યાત;
એવી બની એ ઠગભગતાણી, કહુછું હું સાક્ષાત. પ્રીય.
હવે કાંઇ સમજો તમે વાલી બેની આજ,
પ્રથમથી મે છાનુ રાખ્યું, આખર ગઇ છે લાજ. પ્રીય.
આખર હું ફાંશી ગયોછું થઇ બહુ અનાથ,
યમ હજુરમાં લઇ જશે શું કરશે દીનાનાથ. પ્રીય.

સ્થળ ફાંશીનુ ઠેકાણુ ને ભગતની પ્રાર્થના.

અરે મારાં વાહાલા ભાઇઓ અને બેહેનો તમને ઘણીજ નમ્રતા પુરવક વિનંતી કરીને કહુછું કે, મારા જેવા દુષ્ટ, નીરલજ, દુરભાગી ભગતનો સંગ નહી કરતાં નીરમળ મનથી એકાંત ધામમાં પોતાના ઇશ્વરે આપેલા ધણીની તથા પ્રભુની ભગતી કરશો તો ઇશ્વર મળશે. મારા જેવા મોઢેથી મોટા રાગોટાવાળા ઘાંટાથી મળનારજ નથી. આ જે લોકોને સમજાવી મે દુષ્ટ કરમ કરેલું છે, પણ પાપનો ઘડો ભરાય એટલે દુષ્ટ

તે પ્રમાણે ફુટેવથી મને કેવુ કેવું દુખ થયું છે ને કેવા છીવડા પડયા છે અને આ ફાંશી પર પણ ચઢવું પડયું છે. આ અકાળ રીબાઇ મરવાનુ મોત આવ્યું તે તમે પ્રતક્ષ જોયુંછે. તેથી કરીને આ મારો બનેલો ખરો દાખલો લઈ કોઇ માણસ બાઇઓ અને બેહેનો ન ઠગાતાં નીતીથી વરતશો તો ફાયદો થશે અને મને એમ થાય છે કે આ મારાં કરેલાં કુડાં કાળાં કામ સારૂ ન્યાઇ ઇશ્વરની સમક્ષ જવું પડશે અને હવે મને આ ઉતમ ખોળીઆમાંથી કેવો જન્મ આપશે તેની મને કંઇ સુજ પડતી નથી.

ન્યાયાધીશનો હુકમ થાય છે ફાંશી ઉપર લટકાવો.

ભગત—બાઇઓ અને બેહેનો અને મારાં વાહાલાં મા બાપો હવે તમને છેલા પ્રણામ છે. મારો પાપી પ્રાણ જાય છે. ફાંસી દેછે ને મરી જાય છે.

સ્થળ કુબારજા ભગતાણી પોતાના મેડા ઉપર એકાંત વિચાર કરે છે ને ગાય છે.

## રાગ સીતાજીના મહીનાનો.

અરે પ્રભુ વારે આવ મારી નીકર હું દુખી થઉં.
આ દુખ સહન નહી થાય એ તુજને કહુ.
દુષ્ટ ચંડાળ ભગતે આમ નાખી કુછંદમાં,
જેથી છુટતાં લાગી બહુ વાર નીકળતાં એ ફંદમાં(થી)
હવે નાથ કરૂ હું અરજ જોડી બે હાથથી,
મને લાગે છે બહુ બીક તારારે [ન્યાય] કતારથથી.
પહેલાં બરફી ને પેંડા ખાધા બહુ મે સ્વાદથી.
પણ જ્યારે હું સમજી નાર, છુટી અપવાદથી,
હું એને તજવા જાઉ પણ એ મુકે નહી;
કેવો નકટો છે એ જન બોલતાં ચુકે નહી,

અગુ શરમ મેલી હવલેશ મેશ મ્હોડે ચોડીને,
અને ઘણુંરે સમજાવ્યો મે, (એનું) કાળજુ ફાડીને;
ડાહ્યા માણસને એક વેણ કહેવું મરમારથી;
પણ એવા નીરલજને ફાણ ચાબુકોના મારથી.
હવે ઇશ નમાવુ શીશ જોડી બે હાથને,
મારે સારૂ કહેજે તુ આ વાત ભલા દીનાનાથને.
સ્ત્રી ચરીત્ર પાસે પુરૂશતો ગુલામ છે,
દુષ્ટ દરીઆમાં ડુબવાનુ એ ઠામ છે. સ્ત્રી.

અરે ઇશ્વર હું હવે નીરાશ થઇ ને વળી નીરલજ થઇ મારૂ નાક કાન કપાયું માથુ મુડાવ્યું હવે દુની આમાં શું મોઢુ દેખાડું તેને સારૂ પોતાના મેડા ઉપર એક કડુ છે તે કડે દોરડુ બાંધી ફાંશી ખાવા જાયછે તે વખત તેના ગળામાં એક ચીઠી લખેલી હતી તે ચીઠીની બીના.

મારાં વાહાલાં સગા વાહાલાઓ તથા ભાઇઓ ને બેહનો મે આ કેવુ દુષ્ટ કામ કરેલું છે તેને સારૂ હું દુનીઆમાં શું મોઢુ દેખાડુ તે વાસ્તે મે મારે ગળે ફાંસો ખાઇ પરમેશ્વરને પ્રાણ અરપણ કરેલો છે ને બે હાથ ને ત્રીજુ માથુ નમાવી વિનંતી કરૂછું કે આ મારો નજરે બનેલો દાખલો જોઇ; એવા દુષ્ટ, ક્રૂર, ઘાતકી, ને વ્યભીચારી ભગતની સંગે પડશો નહીં. ને જો પડયાં તો જેવી મારી વલે થઇ તેવી તમારી સીધ કરીને માનજો. મને પહેલાંતો બરફી પેંડા પુરી ઓ વગેરે સારૂ લાગ્યું પણ હવે ઇશ્વરને એમ કહુછું કે આવતા જનમને સારૂ આવો દુષ્ટ ભગત મને સ્વ પનામાં પણ ના મળે મને એટલો ડર લાગે છે કે પરમેશ્વર મને શી સજા કરશે તેની ગમ પડતી નથી

મારા ભાઇ બેનો આ નીચે એક દોહરો ને લલીત છંદ લખ્યોછે તે ઉપર ઘણીજ હોંશથી ધ્યાન આપજો આ તમને બધાને છેલી શીખામણ છે.

## દોહરો.

નર નારી ચેતો હવે ચેત્યામાં શું જાય, જેવી દશા આ ભગતની, તેવા હાલજ થાય. માટે મારી બેનીઓ સમજો નીતી વાત, નીતી વીરૂધ ચાલશો (તો) થાશે આવી ઘાત. આ કરવાનુ કારણ શું છે જાણોછો તમે આપ, અનીતીથી ચાલશો લજવાશે મા બાપ. તેથી તમને એ કહુંછું તમેછો ચતુરસુજાણ, આવુ કરમ કરવા થકી બેની થઇછે હાણ, હાણ થઇ આબરૂ ગઇ એમાં નહી કાંઇ સાર, દીલ ઉઘાડી જુઓ ઊંડો કરો વિચાર. મંતર જંતર જુઠ છે એછે સરવે તુત, એ બધુ હાને શોભે જેમ ધુતારાના ધુત. એ ધુતારો નજરે દીઠો એમાં નહી કાંઇ સાર, માટે મારી બેનાઓ ઉંડી ઉતરો આજ, જેથી હરી તમને મળે, લાગે નહી કાંઇ વાર, પ્રભુ તમને મળવા થકી થાશે તમ ઉધ્ધાર; નમન કરો પ્રભુને હવે બે જોડીને હાથ, એટલી સ્તુતી શેવક કરે છે દીનાનાથ.

## લલીત છંદ.

અરર ઓ પ્રભુ સાહાય થા મુને,
અરજ માહરી વીનવું તુને;
જાર કરમનુ પાપ ના ગણ્યું,
અખુટ સુખ મેં (મુજ) બાપનુ હણ્યું.
કેમ કરૂ હવે જીભ લઇ મરૂ,
અફીણ ખાઉં કયાં કુપમાં પડું;
અરર [હું] આંધળી પાપણી બહુ,

દુનીઆં ભાખશે જારણી સહુ.
અરરર માહરી બેહેનીઓ તમે,
નીરલજ થયાં અતી કેવાંરે અમે;
જેવી થઇ છે આ માહરી ગતી,
એવી આપની થાશેરે સ્થીતી.
માટે આપતો ચાલો વિવેકથી,
નીકર બનશેરે (જેમ) માહરી ગતી.

એટલું કહી પોતે બધાંને છેલ્લા પ્રણામ કરી મરી જાય છે. એટલામાં કંઇ કામ પ્રસંગે પોલીસનો જમાદાર તોખાભાઇને મેડે આવ્યો અને ઉંચુ જોયું (સેજ) તો બાઇ કુમારજાએ ફાંસો ખાધેલો જોઇ એકદમ પંચ કયાસ કરી બાળવાંની રજા આપી.

હવે ગ્રંથ કરતાનો છેલ્લી સ્તુતી.

**કવીત ૧ લુ.**

ભગત જાગતકુ ઠગત હે, મુરખ હોય સો ઠગાય;
જો નર ભગ પેછાનત હે, સો નર દુર સદાય.
એસે ભગત યાં બોત હે, કીસ્સે નહી છુપાય;
સજન હોય સો સમજતહે, મુરખ ફીર ગોથાં ખાય.
મુરખ ફીર ગોથાં ખાય, જબ અકલ આવે,
ફીર સમરે જુગદીશ, જદ નીરલજ આવે;
કહે દાસ દીનાનાથ પ્રભુ તેરા નામ સમરાવે,
પણ દુરજન એસે ભગતસેં હરી સદા દુર બસાવે.

**કવીત ૨ જુ.**

મે માગુ તુજ નામકુ, દુસરા માગત નહી;
જેસા જીસકા કર્મ હે, તેસા દેતા સ_ી.
એસા હરી તુ ન્યાઇ હે, ઉસમે નહી સંદેહ;
મે કહું મે પ્રભુ પાસે કુછ નહી છેહ.

વામે કુછ નહી છેહુ લોક ફીર ફીર પરતાયા;
જબ લગી ઠોકર બોહોત તબ અકલ આયા.
કહે દાસ દીનાનાથ હરી મુજે મારગ બતાયા,
તો માનુ ઉપકાર સોઇ ભગતસે દુર બસાયા.

## કવીત ૩જું.

મે જાનુ કુછ ભરમહે, ભરમ ના નીકલા કુછ
બોહોત બકવા મુખસે કરે, લંબી રખે મુછ.
એસી મુછાં મરોડકે મુખસે ના રહે ચુપ,
ખડી મુછમે કયા ભયા જેસે બેલકે પુછ.
જેસે બેલકે પુંછ કુછ ભરમ ગમાયા,
જબ લગા શીરપર માર તબ અકલ આયા.
કહે દાસ દીનાનાથ હરી તુને ભેદ બતાયા,
એસે હુરીજન ભગતસે મુજે દુર બસાયા.

કુભારજા જેના ઘરમાં સ્ત્રી હોય તે એનાં લક્ષણ.

## જીવને સ્વાસ તણી સગાઇ એ રાગ.

કુભારજા જાતની ઊંચ તુ નીચને ઘેર શીદ ગઇ.
ઘરમાં ઘંટી ઘરમાં ખાંડણીઓ પરઘેર દળવા જાય;
પાડોશણથી વાતો કરે ત્યાં લોટ કુતરાં ખાયરે. કુ૦
એ, એઠારે લોટના રોટલા કીધા ગાડવો લેવા જાય,
કુતરો આવી ખઇ ગયો એનાં છોકરાં રોતાં થાયરે. કુ૦
છોકરાંના બાપને દયા આવી લઇ ગયો ચકુટા હેઠ;
ચણા લઇ અના છોકરાને આપ્યા, એની બાયડી કુટે
પેર પેટરે. કુ૦
પાંચ પરુણા નજરે દખે ચુલામાં રેડે પાણી,
ચુંટીયો ખણી એનાં બાળક રોવરાવે પછી કરે ધુણ
ધાણીરે. કુ૦
સાત રૂપીઆનો સાલ્લો લીધો સાલ્લે કસબી ભાત,

પારોર લોટની રાબડી ઉકાળે સાહેરે લુવે એ હાથરે કુ૦
સો રૂપીઆનો ચુડો વહેરાવ્યો તે કભારજાને આપવા જાય,
ચુડો કહેશે મને ગમતો નથી મને બંગડી પેહેરવાનુ
મન થાયરે. કુ૦
કામ ના હોયતો લડવુ સુજે બાહ્યાનુ લડાઇનુ કાહાડે;
એના જેવું કોઇ નારે મળે ત્યારે બાળકને ગાળોભાંડેરે. કુ૦
દુનીઆમાં જેનુ ઠેકાણુ ના હોય એવા લાવે જેબી ગોળા,
કેઇ એનારે સામુ નાજુવે ત્યારે કાડે બસાડીશા ડોળારે. કુ૦
રાતે સુવે ત્યારે મેશો આંજે જાણે બની છે ભુતની માશી,
અંધારી રાત્રે એકલી મળે બધાં માણસ જાય ત્યાંથી
નાશીરે. કુ૦
પ્રાતસકાળમાં એ ઉઠે ત્યારે બાળકને રોવરાવે,
કોઇ એને શીખામણ દે ત્યારે ચુડા ઘણાને ફોડાવેરે. કુ૦
એવી રાંડોથી બધાં ડરોને કોઇ નવ થાય એના સામે,
સવારમાં ઉઠી કદી મોઢુ એનુ જુવે અન્ન પાણી નવ
પામેરે. કુ૦
એટલુ કહી મનુ અલોપ થયા ને ગયા આશરે અનાથને,
આવી કુભારજાને શીક્ષા દેજો કહયુ કે એ દીનાનાથનેરે.
કુભારજા૦

